# જાસૂસ બિગ મેક્સ

# ખોવાયેલા મૂસ (ઉત્તર અમેરીકાનું મોટા કદનું સાબર) નું રહસ્ય



ક્રિન પ્લાટ

ચિત્ર : રોબર્ટ લોપશાયર

ટેલિફોન ની ઘંટડી વાગી.

"શું તમે ખોવાયેલા મૂસ ને શોધી શકો છો?" એક માણસે પૂછ્યું.

"હું કંઈ પણ શોધી શકું છું," જાસૂસ બિગ મેક્સે કહ્યું.

"કોઈ મૂસ નું ગુમ થવું બહુ મુશ્કેલ છે," બિગ મેક્સે કહ્યું. "એટલે એને શોધવું પણ એટલું સહેલું નહીં હોય."

કિન પ્લાટ અને રોબર્ટ લોપશાયરે જાસૂસ બિગ મેક્સ સાથે એક નવા રોમાંચક સાહસ ની રચના કરી છે અને યુવાન વાચકો બિગ મેક્સ સાથે ગુમ થયેલા મૂસ ના રહસ્ય ને ઉકેલવાનો આનંદ લેશે.

# જાસૂસ બિગ મેક્સ

# ખોવાયેલા મૂસ નું રહસ્ય

કિન પ્લાટ

ચિત્ર : રોબર્ટ લોપશાયર






બિગ મેક્સે એના ફોન તરફ જોયું.

"આજે કોઈએ મને ફોન નથી કર્યો," એણે કહ્યું.




"શું તમે એક ખોવાયેલા મૂસ ને શોધી શકો છો?"

એક માણસે પૂછ્યું.

"હું કંઈ પણ શોધી શકું છું," બિગ મેક્સે

કહ્યું.

"તો પછી માર્વિન ને શોધો," એ માણસે કહ્યું.

"કોઈ મૂસ ને ખોવું બહુ મુશ્કેલ છે,"

બિગ મેક્સે કહ્યું.

"અચ્છા, તો પછી શહેર ના પ્રાણીસંગ્રહાલય માં આવો,"

એ માણસે કહ્યું.

"હું બસ ઘરેથી નીકળી રહ્યો છું,"

બિગ મેક્સે કહ્યું.

બિગ મેક્સે એની છત્રી માં ફૂંક મારી.

છત્રી હવા થી ભરાઈ ગઈ.

"જુઓ, મારી છત્રી ઉડવા માટે તૈયાર છે,"

એણે કહ્યું.






બિગ મેક્સ આકાશ માં ઉડયો.

થોડી વાર માં એને એક વિમાન મળ્યું.

"હું એક ખોવાયેલું મૂસ શોધી રહ્યો છું,"

બિગ મેક્સે કહ્યું.

"માફ કરશો," વિમાન-ચાલકે કહ્યું.

"અમારી પાસે એક પણ મૂસ નથી.

અમે ફક્ત લોકો ને જ લઈ જઇયે છીએ."







બિગ મેક્સ ને થોડા સીગલ (દરિયાઈ પંખી) મળ્યા.

"અમે માછલી શોધી રહ્યા છીએ,"

એમાંથી એક સીગલે કહ્યું.

"અમારી સાથે નાસ્તો કરશો?"

" નહીં, આભાર,"

બિગ મેક્સે કહ્યું.

"હું મૂસ ને શોધી રહ્યો છું."

"લાગતું નથી કે એને ભૂખ લાગી હોય,"

એક સીગલે કહ્યું.

બિગ મેક્સ શહેર ના પ્રાણીસંગ્રહાલય ઉપર થી ઉડયો.

"લેન્ડિંગ માટે તૈયાર રહો," એણે બૂમ પાડી.



બિગ મેક્સ ઝડપ થી નીચે આવ્યો.

એ ઝટકા સાથે ઉતર્યો.

"ઓહ!" એક માણસે ચીસ પાડી.

"હું તમને એ જણાવવાનું ભૂલી ગયો કે હું

છત્રી થી યાત્રા કરું છું," બિગ મેક્સે કહ્યું.

"પણ હવે મને ખબર પડી ગઈ,"

એ માણસે કહ્યું.

"હું અહીં નો રખેવાળ છું.

મારુ નામ મિસ્ટર ઝોંકર છે."



"શું તમારું મૂસ માર્વિન ખોવાઈ ગયું છે

કે ચોરાઈ ગયું છે?" બિગ મેક્સે પૂછ્યું.

"મૂસ ની ચોરી કોણ કરવા ચાહે?"

મિસ્ટર ઝોંકરે પૂછ્યું.

"માર્વિન કોઈ નું પણ ઘર આખું ભરી શકે

છે. એ બહુ ખાતું પણ હોય છે.

કોઈ આ પ્રકાર નું પાલતુ જાનવર

ન ચાહે.





અમારે ત્યાં ઘણા જાનવર છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"આર્ડવાર્ક થી લઈને ઝેબ્રા સુધી.

પણ માર્વિન અમારો એકમાત્ર મૂસ છે."

"હું એને શોધી લઈશ," બિગ મેક્સે કહ્યું.

"આ માર્વિન નું પાંજરું છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું,

"હોટ ડોગ સ્ટેન્ડ ની બાજુમાં."

"મને હોટ ડોગ બહુ પસંદ છે,"

બિગ મેક્સે કહ્યું.

"માર્વિન ને પણ," મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એને સરસવ (રાઈ) સાથે હોટ ડોગ બહુ પસંદ છે."

"મને પણ," બિગ મેક્સે કહ્યું.

"હમ્મ! માર્વિન નું પાંજરું હજી બંધ છે.



અને પાંજરા ના સળિયા વળેલા નથી, એટલે

માર્વિન એમાંથી સરકી ને નહીં નીકળ્યો હોય."

"માર્વિન ને કૂદકા મારવાનું પસંદ હતું,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"કોઈ પણ મૂસ એટલે ઊંચે કૂદી ન

શકે," બિગ મેક્સે કહ્યું.

"તમે માર્વિન ને છેલ્લી વાર ક્યારે જોયો હતો?"

"ગઈ કાલે," મિસ્ટર ઝોંકરે કહ્યું.

"અંદર કોઈ પગ ના નિશાન પણ નથી,"

બિગ મેક્સે કહ્યું.




"માર્વિને ગૂમ થવાની એક

નવી પદ્ધતિ શોધી કાઢી છે."

"તમે આ વાત મને કહો છો,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.



"હમ્મ," બિગ મેક્સે કહ્યું.

"મને અહીં મગફળી ના ફોતરા દેખાય છે."

"માર્વિન ને મગફળી પણ બહુ પસંદ હતી,"

મિસ્ટર ઝોંકરે  કહ્યું.

"આ એક સારો સંકેત હોઈ શકે છે,"

બિગ મેક્સે કહ્યું.



"માર્વિન ક્યાંથી આવ્યો હતો?" બિગ મેક્સે પૂછ્યું.

"એ બહુ દૂર ઉત્તર થી આવ્યો હતો,

એ મૂસ-લેન્ડ થી આવ્યો હતો,"

મિસ્ટર ઝોંકરે  કહ્યું.

"હમ્મ," બિગ મેક્સે કહ્યું.

અચાનક એણે સાંભળ્યો

ઘુરકાટ!

"એ શું છે?" બિગ મેક્સે પૂછ્યું.

"મારા સિંહ ગભરાઈ રહ્યા છે," મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એને આ પ્રકાર ના વાવંટોળવાળા દિવસો માં

કુગ્ગા બિલકુલ પસંદ નથી."

"પણ મને તો કોઈ કુગ્ગા દેખાતા

નથી," બિગ મેક્સે કહ્યું.

"કુગ્ગાવાળો ત્યાં છે,"

પ્રાણીસંગ્રહાલય ના રખેવાળે કહ્યું.



"એ કુગ્ગા માં હવા ભરે છે

અને બાળકો ને વેચે છે."

"એ તો બહુ સારું છે,"

બિગ મેક્સે કહ્યું.

"પણ મારા સિંહ માટે નહીં,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એને કુગ્ગા માટે નફરત છે."

"માર્વિન ને કુગ્ગા કેવા લાગે છે?"

બિગ મેક્સે પૂછ્યું.

"એને કુગ્ગા બહુ ગમતા હતા,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.



"મને આનંદિત છોકરાઓ જોવાનું પસન્દ છે,"

બિગ મેક્સે કહ્યું.

"એ વધારે સમય ખુશ નહીં રહે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"જુઓ!" બાળકો એ કુગ્ગા લહેરાવ્યા,

અને એને સિંહ ને દેખાડયા.

પવન જોરથી ફૂંકાયો.

એનાથી કુગ્ગા ઉડી ગયા.

"કુગ્ગા, પાછા આવો!" બાળકો એ બૂમ પાડી.



સિંહ ફુગ્ગા પર કૂદી પડયા.

થોડાએ એને ખાવાની કોશિશ કરી.

પોપ પોપ પોપ પોપ પોપ!

ફુગ્ગા ફૂટી ગયા,

બાળકો રડવા લાગ્યા,

અને સિંહ ગર્જના કરવા લાગ્યા.

ધુરકાટ!

"માર્વિન ક્યારેય ગુસ્સે થતો ન હતો,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એ બાળકો ને બહુ પ્રેમ કરતો હતો."







બિગ મેક્સે માર્વિન ના પાંજરામાં જોયું.

એનું પાંજરું ફુગ્ગા થી ભરેલું હતું.

"હા!" બિગ મેક્સે કહ્યું.

"ખબર પડી કે એણે આ કેવી રીતે કર્યું!
જલ્દી આવો!

કોઈ પણ મામલો એટલો મુશ્કેલ નથી,

જો આપણે જોઈએ અને વિચારીયે."

"જો તમે માર્વિન ને શોધી નહીં શકો,

તો હું મારી નોકરી ખોઈ દઈશ,"

મિસ્ટર ઝૉંકરે કહ્યું.

"મૂસ નો અવાજ મોટા હોર્ન જેવો હોય છે,"

બિગ મેક્સે કહ્યું.

"જો માર્વિન આસપાસ હશે,

તો આપણે એને સરળતાથી શોધી લેશું."

એણે એક મોટો અવાજ સાંભળ્યો.

આહ-હમ્મ!

એ ખૂણા ની બીજી બાજુ ભાગ્યા.




"એ માર્વિન નથી," બિગ મેક્સે કહ્યું.

"એ એક અટકી ગયેલું ગાડી નું હોર્ન છે."

"એણે મને નિશ્ચિત રૂપ થી મૂરખ બનાવ્યો,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.



એમણે બીજો મોટો અવાજ સાંભળ્યો.

આહ-હમ્મ-આહ-હમ્મ!

"તું જ્યાં છે ત્યાંજ રહે, માર્વિન,"

મિસ્ટર ઝોંકરે બૂમ પાડી.

"અમે આવી રહ્યા છીએ." અવાજ વધારે મોટો થયો.

ઉમ-પા-પા!

ઉમ-પા-પા!

"આ એક બેન્ડ-વાજાવાળા છે! બિગ મેક્સે કહ્યું,

"આ પ્રકાર ના હોર્ન આપણને મૂરખ બનાવી શકે છે."

"કદાચ તું એટલો સારો જાસૂસ નથી,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એ આપણે જોઈશું,"

બિગ મેક્સે કહ્યું.







ત્યાં એમણે એક નવો અવાજ સાંભળ્યો.

આહ-મા-મૂમ!

એ અવાજ ની દિશામાં

સમુદ્ર સુધી પહોંચી ગયા.

"માર્વિન, તું ક્યાં છે?" પ્રાણી સંગ્રહાલય

ના રખેવાળે બૂમ પાડી.

"માર્વિન એક ચાલાક મૂસ છે,"

બિગ મેક્સે કહ્યું.

"એણે એનું કોઈ નિશાન છોડયું નથી."

એમણે આહ-મા-મૂમ નો અવાજ સાંભળ્યો!

બિગ મેક્સ ને એક હોડી મળી.

"એ મૂસ નો પીછો કરો," એણે કહ્યું.

"જી હા, સર," હોડી ના ચાલકે કહ્યું.




ધુમ્મસ છવાઈ ગયું.

હવા વટાણા ના સૂપ

જેવી લાગી રહી હતી.

"માર્વિન, શું તું ત્યાં છે?"

મિસ્ટર ઝોંકરે બૂમ પાડી.

એમણે ફરી અવાજ સાંભળ્યો.

આહ-મા-મૂમ!

આ વખતે એ અવાજ ડાબી બાજુ થી આવ્યો.

"માર્વિન!" મિસ્ટર ઝોંકરે બૂમ પાડી.

"ત્યાંજ રહે!"

અવાજ જમણી બાજુથી આવ્યો.

આહ-મા-મૂમ!

"માર્વિન, અહીં-તહીં ભાગવાનું બંધ કર,"

મિસ્ટર ઝોંકરે બૂમ પાડી.




ધુમ્મસ હટી ગયું.

"આપણને મૂરખ બનાવવામાં આવ્યા," બિગ મેક્સે કહ્યું.

"મૂસ નો અવાજ ધુમ્મસ માં વગાડવામાં આવતા ભૂંગળાં જેવો હોય છે.

પણ એ તો અસલી ધુમ્મસ ના ભૂંગળાં હતા."




ધુમ્મસ ફરી છવાઈ ગયું.

ક્રનનન્નચ!

"આપણે અહીં ઉતરીએ," બિગ મેક્સે કહ્યું.

"આપણે ક્યાં છીએ?" મિસ્ટર ઝોંકરે પૂછ્યું.

"આપણે અહીં છીએ," બિગ મેક્સે કહ્યું.



"માર્વિન આ તરફ ગયો હશે,"

બિગ મેક્સે કહ્યું.

"એ મૂસ ના પદ્ચિહ્ન નથી"

મિસ્ટર ઝોંકરે પૂછ્યું.

"એ સ્લેજ ના અને કૂતરા ના પદ્ચિહ્ન છે."

"મને ખબર છે," બિગ મેક્સે કહ્યું.

"માર્વિન એક ચતુર મૂસ છે.

એણે સ્લેજ પર સવારી કરી હશે."

બિગ મેક્સે એક કૂતરા ની ટીમ અને

એક ડોગ સ્લેજ ભાડે લીધી.

"મશ!" બિગ મેક્સે કહ્યું.

"માર્વિન, હું થીજી રહ્યો છું,"

મિસ્ટર ઝોંકરે ચીસ પાડી.

"તું મારી સાથે એવું કેવી રીતે કરી શકે?"



"આ એક જામી ગયેલું તળાવ છે,"

બીગ મેક્સે કહ્યું. "માર્વિન આ બાજુ ગયો હશે."

"તને કેવી રીતે ખબર પડી?" મિસ્ટર ઝોંકરે પૂછ્યું.

"જરા પેલા મોટા બાકોરાં ને જુઓ,"

બિગ મેક્સે કહ્યું.

"માર્વિન અને સ્લેજ બહુ ભારે હતા.

એ તૂટેલા બરફ ની નીચે પડી ગયા હશે."





એક વિચિત્ર અવાજ આવ્યો.

ક્રેક!

બિગ મેક્સ અને મિસ્ટર ઝોંકર પણ

બરફ ની નીચે પડી ગયા .

"માર્વિને એવું જ કર્યું હશે,"

બિગ મેક્સે કહ્યું.

"તું એક મહાન જાસૂસ છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

એમણે ગરમ રહેવા માટે આગ પેટાવી.

"બિચારો માર્વિન," મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એ જામી ગયો હશે."

બિગ મેક્સ એક બરફ ની ટેકરી પર ઉભો હતો.

"આવો વિચારીયે," બિગ મેક્સે કહ્યું.

"આ ટેકરી હલી રહી છે.

ટેકરીઓ હલતી નથી.

આ ટેકરી હવે એક ધ્રુવીય રીંછ

જેટલી ઊંચી થઈ ગઈ છે,"

બિગ મેક્સે કહ્યું.





"એના દાંત ધ્રુવીય રીંછ જેવા છે.

"આઆરરરરરર્ધ..."

ટેકરી એ કહ્યું.



"એનો બીજો સંકેત છે,"

બિગ મેક્સે કહ્યું.

"આપણે એક મૂસ ને શોધી રહ્યા છીએ,

ધ્રુવીય રીંછ ને નહીં."

"મૂસ પેલી બાજુ છે," રીંછે કહ્યું.

તેઓ એક જંગલ માં પહોંચ્યા.

"માર્વિન ક્યાંક ખોવાય ગયો છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"જરા એને બોલાવો, પછી આપણે
જોઈએ,"

બિગ મેક્સે કહ્યું.

"માર્વિન, તું ક્યાં છે?"

ત્યાં એમને એક અવાજ સંભળાયો.

"આહ-હા-હૂમ!"

"એ માર્વિન નો અવાજ છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.



"ચાલો, બીજો એક કિસ્સો ઉકલી ગયો,"

બિગ મેક્સે કહ્યું.

"માર્વિન," મિસ્ટર ઝોંકરે પૂછ્યું,

"આ બાકી ના મૂસ કોણ છે?"

"આ મારી પત્ની છે," માર્વિને કહ્યું.

"અને આ મારા બે બચ્ચા છે.

બાળકો, મિસ્ટર ઝોંકર ને હેલો કહો."

"આહ-હા-હૂમ!" એમણે કહ્યું.

"આ બિગ મેક્સ છે," મિસ્ટર ઝોંકરે કહ્યું.

"એણે તમને શોધવામાં મારી મદદ કરી."

"ફુગ્ગા એ મને સંકેત આપ્યો,"

બિગ મેક્સે કહ્યું.

"ફુગ્ગા અને હવા."



"બાળકો ના ફુગ્ગા તારા શિંગડા માં ફસાઈ ગયા.

હવાએ તને ઉપર ઉઠાવ્યો અને

તને પાંજરા માંથી બહાર કાઢ્યો.

ફુગ્ગા તને પાણી સુધી લઈ ગયા.

જયારે હવા ક્લાસ થઈ ગઈ , તો તું તરવા
લાગ્યો."

"તમે બરાબર અનુમાન કર્યું,"

માર્વિને કહ્યું.

"પણ તેં એવું કેમ કર્યું, માર્વિન?"

મિસ્ટર ઝોંકરે પૂછ્યું.



"માર્વિન રોજ પ્રાણીસંગ્રહાલય માં

બાળકો સાથે રમતો હતો," બિગ મેક્સે કહ્યું.

"પણ એને હંમેશા એનો પરિવાર

યાદ આવતો હતો."



"હા," માર્વિને કહ્યું.

"તમે ફરી બરાબર અનુમાન કર્યું."

"તું તારા પરિવાર ને પ્રાણીસંગ્રહાલય

માં રહેવા લાવી શકે છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.





"હોટ ડોગ્સ નું શું?" માર્વિને પૂછ્યું.

"તું જેટલા ચાહે એટલા હોટ ડોગ્સ ખાઈ શકે છે,"

મિસ્ટર ઝોંકરે કહ્યું.

"અમે એવું જ કરશું," માર્વિન ની પત્ની એ કહ્યું.

"મને હોટ ડોગ બહુ ભાવે છે!"

"આ એક સારો સોદો છે!"

માર્વિને કહ્યું.



"બિગ મેક્સ, માર્વિન ને શોધવા માટે

તમારું બિલ કેટલું થશે?"

મિસ્ટર ઝોંકરે પૂછ્યું.

"જો તમને કોઈ આપત્તિ ન હોય,"

બિગ મેક્સે કહ્યું,

"તો હું મારુ વળતર હોટ ડોગ્સ માં લેવાનું પસંદ કરીશ."

પ્રાણીસંગ્રહાલય ના રખેવાળે કહ્યું,

"મને એમાં કોઈ આપત્તિ નથી."



બિગ મેક્સે ઊંડો શ્વાસ લીધો.

એની છત્રી એને ઉપર હવા માં લઈ ગઈ.

"હું તમને પ્રાણીસંગ્રહાલય માં ફરી મળીશ,"

દુનિયા ના સૌથી મહાન જાસૂસ બિગ મેક્સે બૂમ પાડી.

સમાપ્ત